# યુવાનોને અર્પણ

**મૂળ અંગ્રેજી લેખક**

હઝરત મૌલાના મુહમ્મદ સલીમ ધોરાત સાહબ
લેસ્ટર – યુ. કે.

**અનુવાદક**

ડો. હિદાયતુલ્લાહ ઈલોલવી માંડવી

**પ્રકાશક**

ઈદારહ ફૈઝે દારૈન
મુ. પો. વરેઠી – ૩૯૪ ૧૧૦, વાયા–કીમ, જિ. સૂરત.
ફોન : ૦૨૬૨૩–૨૩૩૨૬૨ મો. : ૯૮૭૯૨ ૪૧૫૬૪



# અનુક્રમણિકા

# આરંભિક વાત

શરૂ કરું છું અલ્લાહ તઆલાના પાક પવિત્ર નામથી જેણે માનવીને સર્જન કરી તેને સીધો માર્ગ બતાવ્યો. પછી અમુક લોકોએ તેનું અનુકરણ કર્યું અને અમુકે સીધા માર્ગને ત્યજી દીધો. હજારો દરૂદો સલામ થાય અલ્લાહ તઆલાના અંતિમ નબી હઝરત મુહમ્મદ પર જેમને અલ્લાહ તઆલાએ લોકોને સીધા માર્ગનું માર્ગદર્શન આપવા માટે આ જગતમાં મોકલ્યા.

બાદ :– અલ્લાહ તઆલાએ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને અંતિમ નબી બનાવી હવે નુબુવ્વતનો દરવાજો બંદ કરી દીધો છે. અને ઉલમાને નબીઓના વારિસ બનાવ્યા છે. તેઓ ઈલ્મે દીન હાસિલ કરી નબવી રોશનીને જગતમાં ફેલાવતા રહે છે.

આ જ ઉલમામાંથી મુળ ભોરયા ગામના (જિ. નવસારી) યુ.કે.ના લેસ્ટર ખાતે આવેલી ' ઈસ્લામિક દઅવહ એકદમી ' ના મોહતમિમ અને શૈખુલ હદીસ હઝરત મૌલાના સલીમ ધોરાત સાહબ છે. જેમણે યુ. કે. ખાતે દીને ઈસ્લામની ખિદમતનું ઘણું મોટુ કામ કર્યું છે.

ઓકટબર નવેમ્બર ૨૦૦૭ ના બંદાના યુ. કે. ના પ્રવાસ દરમિયાન લેસ્ટર મૌલાના મો. સલીમ સા. ના દારુલ ઉલૂમમાં મૌલાનાની ઝિયારત અને મુલાકાતનો શર્ફ હાસિલ કરવા ગયા. મૌલાનાએ ઘણો લાંબો સમય કાઘી મદ્રસાની ઓફિસમાં બેસી મદ્રસાની ગતીવીધીઓ તથા દીની ખિદમાતના કામ વિશે ચાર્ચાઓ કરી અને છેલ્લે અંગ્રેજી ભાષામાં પોતાની લખેલી અમુક પુસ્તિકાઓ હદિયા રૂપે આપી, અને તેમાંથી અમુક પુસ્તિકાઓનું ગુજરાતી ભાષામાં રૂપાંતર કરી પ્રસિધ્ધ કરવાની ઈચ્છા દર્શાવી જે બંદાએ કબૂલ કરી લીધી.

મૌલાના મો. સલીમ સાહબની લખેલી પુસ્તિકાઓમાંથી જ આ એક પુસ્તિકા "યુવાનોને અર્પણ" પણ છે જેનો ગુજરાતી અનુવાદ ડો. હિદાયતુલ્લાહ ઈલોલવી સાહબે કર્યો છે. આ કિતાબ અંગ્રેજી ભાષામાં પણ ઈંગ્લેન્ડમાં ઘણી જ ફાયદારૂપ નિવદી છે અને હવે ગુજરાતના મુસલમાનો માટે પણ ફાયદારૂપ બનશે. ઈન્શા અલ્લાહ તઆલા.

મુહંમદ ઈદ્રીસ પટેલ ફલાહી મુ. પો. વરેઠી.

૨૧ સફર ૧૪૨૯ – તા. ૨૯–૨–૦૮



# પ્રસ્તાવના

ધારો કે, આજે જ તમારી મોત આવી જાય તો તમે શું સમજો છો કે લોકો તમને યાદ કરશે ? શું લોકો એક એવી જુવાન વ્યકિતની વિદાય ઉપર પોતાના દુઃખનાં આંસું સારશે કે જે સમાજની એક કિંમતી સંપત્તિ (વ્યકિત) હતી ? અથવા તો તેઓ ખુશીઓ મનાવશે કે તમારી મોતથી સમાજનો એક કાંટો દૂર થઈ ગયો ? ધારો કે, આજે તમારા જીવનનો અંતિમ દિવસ છે, તો શું તમે અલ્લાહની મુલાકાતના ઈચ્છુક છો ? અને તેનાથી વિશેષ, શું અલ્લાહ સુબ્હાનુ વ તઆલા તમારી મુલાકાત માટે ખૂશ છે ?

આ પુસ્તકમાં શેખ મુહમ્મદ સલીમ ધોરાત વર્ણન કરે છે કે વ્યકિતએ પોતાના જીવનનાં એક કિંમતી અને સુવર્ણકાળ જુવાની–નો કેવી રીતે સદ્દુપયોગ કરવો–સારાં કાર્યો કરીને જુવાનીની કિંમતી ભેટ બક્ષનાર અલ્લાહને રાજી કરવો. શેખ ધોરાતે મુસ્લિમ સમાજના જુવાનોની જવાબદારીઓ ઉપર પ્રકાશ પાડયો છે, અને જુવાનીની ઉંમર કેવી રીતે ગુજારવી, બેકાળજીથી અને ગુનાહના કામોમાં ? નહીં, પરંતુ પોતાની સ્વજાતને કિંમતી બનાવવામાં અને અલ્લાહની અપાર રહમત મેળવવામાં.

અલ્લાહ તઆલા આપણ સૌને શૈખ ની હૈયાવરાળ રૂપી આ કિતાબના શબ્દોની કદર કરવાની અને તેના ઉપર અમલ કરવાની તૌફીક આપે અને આપણને તે જવાનોના સમુહમાંથી એક જવાન બનવાની તૌફીક આપે કે જેઓને તે દિવસે તેના અર્શનો છાંયડો આપવામાં આવશે કે જે દિવસે તેના છાંયડા સિવાય કોઈ અન્ય છાંયડો ન હશે.

મુહમ્મદ અબ્દુલ્લાહ

بسم الله الرحمن الرحيم

## હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.)

જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ મકકાથી મદીના હિજરત ફરમાવી ત્યારે અનસ ઈબ્ને માલિક (રદિ.) ૧૦ વર્ષની ઉંમરના હતા. તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના બનૂ નજ્જાર તરફથી સગા હતા, જેઓ આપના વંશમાં વાલિદહ (માતા) તરફથી સગા થતા હતા. અનસ (રદિ.) ની વાલિદહ ઉમ્મે સુલૈમ (રદિ.) એ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની ખિદમત (સેવા) માટે તેણીના પુત્રને અર્પણ કરી દીધા હતા. અનસ (રદિ.) પોતાના ઘડપણમાં જીવનના એક પ્રસંગને યાદ ફરમાવે છે.

મારી વાલિદહએ કહયું : " અનસ આપનો ખાદિમ છે તેના માટે અલ્લાહથી દુઆ ફરમાવો." તો આપે સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ મારા માટે તમામ ખૈર (ભલાઈ) ની દુઆ ફરમાવી, અને છેલ્લી દુઆમાં આપે મારા માટે જે ચીજ માંગી તે હતી, " હે અલ્લાહ. તેને ખૂબ માલ અતા ફરમાવ અને ખૂબ ઔલાદ (સંતાન) અતા ફરમાવ અને તેને તે ચીજોમાં બરકત અતા ફરમાવ. (બુખારી શરીફ)

એક બીજી રિવાયતમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ તેમના માટે માંગેલી દુઆને વિસ્તૃત રૂપમાં વર્ણવે છે.

" હે અલ્લાહ, તેને તેના માલમાં તેની ઔલાદમાં બરકત અતા ફરમાવ અને તેનું આયુષ્ય (જીવન) લાંબુ કરી દે અને તેના ગુનાહોને માફ કરી દે. " (ઉમ્દતુલકારી)

આપની દુઆનું પરીણામ વર્ણવતા હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે, તેમની વાડીના વૃક્ષો વર્ષમાં બે વાર ફળ આપતાં



હતા. અને તેમની ઔલાદમાં એટલી બરકત થઈ કે, હજ્જાજ જયારે બસરા આવ્યો ત્યાં સુધીમાં તેઓ પોતાના ૧૨૦ બાળકોને પોતાના હાથે દફનાવી ચૂકયા હતા. દિર્ઘાયુ (લાંબુ જીવન) વિષેની દુઆ બાબતે તેઓ વર્ણવે છે કે જીવનથી તેઓ કેટલા થાકી ગયા હતા. ઈતિહાસમાં નોંધપાત્ર છે કે અનસ (રદિ.) તે ચાર કે પાંચ સાહબા પૈકીના એક હતા જેઓ આ દુનિયાથી છેલ્લા વિદાય થયા, અને તેઓ અંતિમ સહાબી હતા જે બસરાના વિસ્તારમાં સૌથી છેલ્લા મૃત્યુ પામ્યા અને આશરે ૧૦૦ વર્ષ જીવિત રહયા. અને છેલ્લી દુઆ " ગુનાહોની માફી " વિષે ફરમાવે છે કે મને આશા છે કે તે પણ અલ્લાહ કબૂલ ફરમાવશે.

જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની વફાત થઈ તે સમયે અનસ (રદિ.) ની ઉંમર ૨૦ વર્ષની હતી. હઝરત અનસ (રદિ.) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની ૧૦ વર્ષની ખિદમત વિષે બયાન કરે છે કે,

" મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની ૧૦ વર્ષ ખિદમત કરી. આપે મને કદાપી ઝાટકયો નથી, કે નથી એમ કહયું કે " આમ કેમ કર્યું " કે નથી એમ કહયું કે " આમ કેમ ન કર્યું" (બુખારી શરીફ)

હઝરત અનસ (રદિ.) તે સહાબા પૈકીના એક છે જેમની એક પ્રખ્યાત ઈમામ અને મુહદ્દિસ ઈમામ અહમદ ઈબ્ને હમ્બલ રહમતુલ્લાહિ અલયહિ એ "મુકસિરીન ફિલ હદીસ" ની જમાઅતમાં ગણના કરેલ છે. આ બાબત તે છ સહાબાની જમાઅતની યાદ અપાવે છે જેમણે ઉમ્મત સુધી સૌથી વધુ સંખ્યામાં હદીસો રિવાયત કરી છે. હદીસની કિતાબોથી સાબીત છે કે તેમની ૧૨૮૬ હદીસો ખુદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી સીધી નકલ કરેલ છે.

જેનો મતલબ એવો થાય કે તેમણે ૨૦ વર્ષની ઉંમર સુધીમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પાસેથી ઈલ્મ (જ્ઞાન) નો વિશાળ મહાસાગર પ્રાપ્ત કરેલ છે. ત્યાર બાદ તેમણે પીઢ સહાબા પાસેથી પણ ઘણો ઈલ્મ હાંસીલ કર્યો છે.

આમ, અનસ (રદિ.) એ પોતાની ૨૦ વર્ષની ઉંમરમાં કે જે ઉંમરને આજના યુગમાં બાળપણ અને ખેલકૂદની ઉંમર ગણવામાં આવે છે. એક નોંધપાત્ર કામગીરી કરેલ છે. તેમની ૧૦ વર્ષની ઉંમરમાં જવાબદારીનું ભાન અને તેમની પરીપકવતાનું સ્તર એટલું ઉંચુ હતું કે તેઓ આપ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની દરેક જરૂરીયાતને પુરેપુરી જવાબદારીથી પુરી પાડતા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તેમના ઉપર કદાપી ગુસ્સે થયા નથી અને કદાપી એવો મોકો આપ્યો નથી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને એવું કહેવું પડયું હોય કે તમો મારી ખિદમતમાંથી ચાલ્યા જાવ અને મોટા (સમજદાર) થયા બાદ મારી ખિદમત માટે આવશો.

આજના વાતાવરણમાં ૨૫–૩૦ વર્ષ સુધીની ઉંમરમાં પણ આટલી સમજદારી અને જવાબદારીનું ભાન જોવા મળતું નથી અને એમ માનવામાં આવે છે કે હજુ તો જવાબદારી નિભાવવા માટે ઘણી નાની ઉંમર છે.

## પરીપકવતા અને જવાબદારી :

હઝરત અનસ (રદિ.) ના જીવન વિષે ચર્ચા કરવાનો એક હેતુ એ છે કે આપણા દિલોમાં સહાબા પ્રત્યે મુહબ્બત પેદા થાય અને તે બાબત સ્પષ્ટ થઈ જાય કે તે લોકો (સહાબા) નો મુખ્ય લક્ષ્યાંક ''દીન '' હતો ન કે દુનિયા, તેઓ વધુમાં વધુ સમય રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની સોહબતમાં જ રહેતા. શકય



તેટલું વધુમાં વધુ ઈલ્મ પહોંચાડવા માટે પોતાના જીવનનું બલિદાન (કુરબાની) આપતા.

બીજો આશય એ છે કે આપણા જુવાન મિત્રોને વિચારો અને અમલી જીવનની પરીપકવતા વિષે સમજવામાં અને અસરકારકતા પેદા કરવામાં મદદ થાય. સમજદારીની ઉંમરથી જ (૧૦–૧૨ વર્ષથી જ) તેઓએ જવાબદારીઓનો બોજ ઉઠાવવાની તૈયારી દાખવવી જોઈએ અને શકય તેટલું જલ્દીથી જલ્દી સ્વનિર્ભર થવાનો લક્ષ્ય રાખવો જોઈએ. આપણા જુવાનોએ પોતાના પગ ઉપર ઉભા થઈ જીવનને પ્રવાહમય બનાવવાનો બોધ મેળવવો જોઈએ. ૧૮ થી ૨૦ વર્ષની પુખ્ત ઉંમરે પહોંચતા સુધીમાં તેમણે એટલી હદે સ્વનિર્ભર અને પગભર થઈ જવું જોઈએ કે તેમના મા–બાપને એહસાસ થઈ જાય કે તેઓએ તેમના બાળકો પ્રત્યેની જવાબદારી પુરી કરી લીધી છે. તેમની જરૂરીયાતોની ચિંતા કરવા કરતા તેમણે પોતાના કુટુંબના સભ્યોની મદદ કરવી જોઈએ.

પુખ્ત ઉંમરે પહોંચતા પહેલાં જ દરેકે જીવનનો લક્ષ્ય અને દુનિયામાં આવવાનો હેતું સારી રીતે જાણી લેવો જોઈએ. પુખ્ત ઉંમરે (બાલિગ) પહોંચતાં જ શરીઅતના રૂએ હવે તે '' મુકલ્લફ '' લેખાશે. એટલે કે શરીઅતના તમામ હુકમો તેને લાગું પડશે. હલાલ–હરામ નો ફર્ક કરવો અને શરીઅતના તમામ હુકમોનો અમલ કરવો તેના માટે ફરજ (ફર્ઝ) છે. હવે શરીઅતના હુકમને તોડવા પર તે ગુનેહગાર ઠરશે.

તેનો મતલબ એ છે કે પુખ્ત ઉંમરે પહોંચતા પહેલા અલ્લાહ તઆલાએ માનવીને પુરેપુરો સમય આપેલો છે કે તે ખરા–ખોટાનો ફર્ક કરવાની અને પોતાની જવાબદારીઓને સમજવાની જાણકારી મેળવી લે. આ ઉંમરે માનવી પોતાના

જીવનને પસાર કરવાનો માર્ગ નકકી કરી શકે છે કે મારા માટે કયો રસ્તો ફાયદાકારક છે અને કયો રસ્તો જોખમકારક છે. જો આવું ન હોત તો અલ્લાહ સુબ્હાનહુ વ તઆલા માનવીને પુખ્ત ઉંમરે પહોંચતા જવાબદારી શા માટે સોંપતા ?

પરંતુ જે સામાજીક વાતાવરણમાં આપણે જીવી રહયા છીએ તે આપણને બેજવાબદારી પૂર્વક જીવન વિતાવવાની પ્રેરણા આપે છે. આપણે કોઈપણ જવાબદારી કે કોઈ બોજ ઉઠાવવા માટે તૈયાર થતા નથી અને આપણો ધ્યેય ફકત ખાણી–પીણી, સેર–સપાટા અને આમ–તેમ રખડવાનો જ હોય છે અને આપણે કોઈ પણ પ્રકારની જવાબદારી લેવા માટે ઈચ્છતા નથી.

## આપણા પૂર્વજોની સ્થિતિ :

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર ઈબ્ને આસ (રદિ.) એ હઝરત અમ્ર ઈબ્ને આસ (રદિ.) ના પુત્ર હતા. અલ્લામા નવ્વી રહમતુલ્લાહિ અલયહિ લખે છે કે બન્ને બાપ–બેટાની ઉમરમાં ૧૧ થી ૧૨ વર્ષનો જ ફરક હતો. તેનો મતલબ એ કે, ૧૧ વર્ષની ઉંમરે અમ્ર ઈબ્ને આસ (રદિ.) ના નિકાહ થઈ ગયા અને ૧૨ વર્ષની ઉંમરમાં એટલી પરીપકવત હતી કે માણસ નિકાહ કરી શકે, પોતાની પત્નિની ખબર રાખી શકે અને બાળકોની તરબીય્યત (કેળવણી) પણ કરી શકે. અગાઉના યુગમાં સરેરાશ મનુષ્ય જીવન લાંબું હોવા છતાં પણ તેઓ બહુ ઓછી ઉમરેથી ગંભીર અને જવાબદાર બની જતા. જયારે આપણા યુગમાં તેમની સરખામણીએ આયુષ્ય ટૂંકુ હોવા છતા પણ ૨૫ થી ૩૦ વર્ષની ઉંમર સુધી સભાનતા અને ગંભીરતા જોવા મળતી નથી.

આપણી આ ગફલત એ શૈતાનનો એક દાવ છે. તે જમાનાના લોકો ૪૦ વર્ષની ઉંમર સુધીમાં જીવનની તમામ



જવાબદારીઓ અને જરૂરીયાતોથી પરવારી જઈ મુકત થઈ જતા. અને ૪૦ વર્ષની ઉંમર થતાં પોતાના બિસ્તર (પથારી) ને લપેટી મુકી દેતા કે હવે સુવાનો સમય ખતમ થઈ ગયો. મતલબ કે હવે ખાવા પીવા અને સુવાનું ઓછું કરી દેવાનો સમય આવી ગયો છે.

જગવિખ્યાત ઈમામ અલ્લામહ નવ્વી રહમતુલ્લાહિ અલયહિ એ પોતાના જીવનમાં બહુ મહાન ખ્યાતિ પ્રાપ્ત કરેલ છે. અસાધારણ અખ્લાક અને દયાભાવનાની સાથે સાથે તેમણે સહીહ મુસ્લીમ શરીફની શરહ (તફસીર) લખી છે. તેમજ ''રિયાઝુસ્સાલિહીન '' અને તેમની પ્રખ્યાત '' અલ અરબઈન '' પણ લખેલ છે. નવાઈની વાત છે કે આ બધી સિધ્ધિ તેમણે જવાનીમાં જ પ્રાપ્ત કરી છે. કારણ કે ૪૫ વર્ષની ઉંમરે તો તેમની વફાત થઈ ગઈ હતી.

તે જ પ્રમાણે અમીરુલ મુઅમિનીન ઉમર ઈબ્ને અબ્દુલ–અઝીઝ (રદિ.) ફકત ૪૦ વર્ષ હયાત રહયા. પરંતુ તેમણે ઈતિહાસમાં એક નોંધપાત્ર સ્થાન પ્રાપ્ત કર્યું છે. અને આપ ઉંમરે સાની (બીજા ઉમર) તરીકે પ્રખ્યાત થયા. તેમણે મુસ્લિમ જગત ઉપર શાસન કર્યું અને આપનો ઈન્સાફ (ન્યાય) અને તકવો બેનમૂન હતા. હકીકતમાં આપણાં પૂર્વજોએ જુવાનીની અમૂલ્ય ભેટનો સદ્ઉપયોગ કરી અંગત જીવનને ખૂબ જ સુંદર બનાવ્યું હતું.

## મશહૂર યુવાન સહાબા (રદિ.) :

હઝરત અનસ (રદિ.) તે સહાબા પૈકીના એક હતા જેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના સમયે ૪૦ થી ઓછી ઉંમરના હતા. મુઆઝ ઈબ્ને જબલ (રદિ.) પણ એક યુવાન સહાબી હતા. જેમણે અકબા મુકામે થયેલ બીજી બૈઅતમાં ૧૮ વર્ષની ઉંમરે ઈસ્લામ સ્વીકાર કર્યો હતો. તેમની જુવાની હોવા છતાં

પણ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તેમના વિષે ફરમાવતા.

મારા સહાબામાં હલાલ અને હરામ વિષે સૌથી વધુ ઈલ્મ (જાણકારી) ધરાવનાર મુઆઝ ઈબ્ને જબલ (રદિ.) છે. (તિરમીઝી શરીફ)

તે જ પ્રમાણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ લોકોને હઝરત મુઆઝ પાસેથી કુર્આન સિખવાની સલાહ આપતા હતા.

હઝરત અબૂ હુરયરહ (રદિ.) પણ યુવાન સહાબી હતા. તેમણે ૨૬ વર્ષની ઉંમરે ઈસ્લામ સ્વીકાર કર્યો અને ત્યાર બાદ આપ રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની ખિદમતમાં ત્રણ વર્ષ રહયા. આટલા ટુંકા ગાળામાં તેઓએ એટલા વિપુલ પ્રમાણમાં ઈલ્મ હાસીલ કર્યું કે તેમણે ઉમ્મત સુધી પાંચ હજારથી વધુ હદીસો પહોંચાડી છે.

અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની વફાતના સમયે ૧૩ વર્ષની ઉંમરના હતા. હઝરત ઉંમર (રદિ.) દીનના મામલાઓમાં એવા સહાબા સાથે તેઓને રાખતા હતા જેઓ બદ્રની જંગમાં શરીક હતા. તેઓ એટલી સગીર વયના હતા કે અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ (રદિ.) અને અન્ય સહાબા તેમને પીઢ સહાબા સાથે સામેલ રાખવા અંગે ટીકા કરતા. હઝરત ઉંમર (રદિ.) તેમની ફઝીલત (મહત્તા) બયાન ફરમાવતા કહેતા કે તેઓની કુર્આનને સમજવામાં બહું ઉંડી પહોંચ છે.

આજના જમાનાના માહોલની સરખામણીમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના સમયમાં આ તમામ સહાબા બાળક જેવા હતા. તેઓ આપણા વડીલો હોઈ અને આપણાથી ૧૪૦૦ વર્ષ પૂર્વેના હોઈ જયારે પણ આપણે તેમના વિષે વાત કરીએ છીએ તો આપણે તેમને મોટી ઉંમરના વડીલો જ સમજીએ



છીએ. આપણે સમજીએ છીએ કે અબૂ હુરયરહ (રદિ.) એક ૭૦ વર્ષની ઉંમરના વૃધ્ધ માણસ હશે જયારે કે તેઓ એક મહાન મુહદ્દીસ હતા. તે જ પ્રમાણે સમજીએ છીએ કે અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) એ જયારે એક મહાન મુફસ્સિર તરીકેની કારકીર્દી ઘડી ત્યારે તેઓ પણ ૭૦ વર્ષની ઉંમરના વૃધ્ધ માણસ હશે. હકીકતમાં તેઓએ ૧૫–૨૦ વર્ષની ઉમરમાં જ આ સિધ્ધિઓ મેળવી હતી.

## આપણી હાલત :

આપણા જવાનોએ પોતાની સામે અનસ બિન માલિક (રદિ.) જેવા સહાબાનું જીવન લક્ષ્યાંક રાખવું જોઈએ. તેમણે પોતાના જીવનની એ ઘડીઓ પર પસ્તાવો કરવો જોઈએ જે ગફલતમાં વેડફાઈ ગઈ અને જીવનની બાકી રહેલી કિંમતી ઘડીઓની કદર કરી તેનું વ્યવસ્થિત આયોજન કરવું જોઈએ.

મોટે ભાગે દારૂલ ઉલૂમ, મદ્રસા અને સ્કૂલ–કોલેજોમાં અભ્યાસ, કરતા વિદ્યાર્થીઓ ભલે તે પી.એચ.ડી. કક્ષામાં હોય કે મોટા આલીમ યા મુફતી બની રહયા હોય, બાળકો જેવું વર્તન કરે છે અને પોતાની જાતને પરીપકવ અને જવાબદાર ગણતા નથી. જે તેમના માટે અયોગ્ય છે.

આપણે આપણું વલણ બદલવાની જરૂરત છે. શરીઅતનો હુકમ છે કે જેવું બાળક બાલિગ (પરી પકવ) થાય, તે સામાજની એક જવાબદાર વ્યકિત લેખાશે. હવે તેને અલ્લાહ સુબ્હાનુ વ તઆલા ના દરેક હુકમો લાગું પડશે. આપણા માટે જરૂરી છે કે આપણે તેઓને ગુનાહના કામોથી રોકીએ અને નેકીના કામો તરફ તેમને લાવીએ, તેમની હરકતો ઉપર ધ્યાન આપીએ, તેમને વડીલો અને મોટેરાઓ સામે અદબ સંસ્કાર શીખવાડીએ, તેઓ

આપણા કામોમાં મદદગાર બને, ખરા–ખોટાની પરખ કરી શકે, સારી સોહબત અને દોસ્તી અપનાવે અને દૃષ્ટ લોકોની સોહબતને ત્યજી દે, અને એક એવું સુંદર અને પવિત્ર જીવન અપનાવે કે બીજાઓ માટે એક આદર્શ નમૂનો બની જાય.

આપણે સહાબાના જીવન ચરિત્ર્યમાંથી સબક લેવો જોઈએ. તેઓ જવાનીની લઝઝતો લૂંટવાને બદલે હંમેશા અલ્લાહની રઝામંદીનો ખ્લાય કરતા હતા અને સમજતા હતા કે જીવનની અમૂલ્ય ભેટ દરેક ક્ષણે પીગળી રહી છે.

આપણું જીવન બરફના એક ટુકડા સમાન છે. અને તે પીગળી રહયું છે. એકવાર તે પીગળ જાય, પછી તે કશા કામનું રહેતું નથી. તેથી તેના પીગળી જવા પહેલા તેનો સદ્ઉપયોગ કરી લેવો જોઈએ. અને આ જીવનનું તમામ સત્વ જુવાની છે. તે સમયકાળમાં જે કરી શકીએ છીએ તે વૃધ્ધાવસ્થામાં નથી કરી શકતા.

## શું આપણે જાણીએ છીએ કે આપણા જીવનનો અંતે કેવો આવશે?

મહત્વની બાબત છે કે આપણે નથી જાણતા કે આપણે વૃધ્ધાવસ્થા સુધી જરૂર પહોંચીશું. આપણે સ્વપ્નો જોઈએ છીએ કે યુવાનીમાં ધન–દોલત હાસિલ કરવામાં અને યુવાનીની લઝઝતો માણવામાં અથાક મહેનત કરી લઈએ પછી વૃધ્ધ થયા બાદ અલ્લાહ સુબ્હાનહુ વ તઆલાને ખુશ કરવા માટેનાં કાર્યો કરી લઈશું આ ફકત એક સ્વપ્ન છે. અને આપણો ધોકો છે. શું આપણે એવા કિસ્સા નથી સાંભળયા કે ૧૫ વર્ષનો, ૨૦ વર્ષનો, ૩૦ વર્ષનો યુવાન અચાનક જ દુનિયાથી ચાલ્યો ગયો ? શું આપણી સામે એવા કિસ્સા નથી કે યુવાન પોતાની પ્રેમીકા સાથે ગેરકાયદેસર ભાગી



ગયો હોય અને બન્નેનું અકસ્માતમાં મૃત્યુ થઈ ગયું ? શું આપણે નથી જોતા કે એક માણસ શરાબના નશામાં ચકચૂર છે અને તે જ હાલતમાં તેની મૌતનો પયગામ આવી પહોંચ્યો ? એક હદીસમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ફરમાવે છે.

" દરેક વ્યકિત કિયામતના દિવસે એ જ હાલતમાં ઉઠાવવામાં આવશે, જે હાલતમાં તેનું મૃત્યુ થયું હતું. " (મુસ્લિમ શરીફ)

આ હદીસનો મતલબ ઉલમાએ કિરામ બતાવે છે કે દા.ત. એક માણસની મોત શરણાઈ વગાડતા આવી હશે તો કિયામતના દિવસે તે માણસ તેવી જ હાલતમા અલ્લાહની અદાલતમાં પેશ કરવામાં આવશે. આ બાબત ખૂબ જ ચિંતાજનક છે. એટલા જ માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ દુઆ ફરમાવતા.

" હે અલ્લાહ ! મારા જીવનમાં સૌથી સારા દિવસને તારી મુલાકાતનો દિવસ બનાવી દે. " (તબરાની)

આ દુઆમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ આપણને અલ્લાહની પાસે જીવનના સૌથી સારા દિવસ (ઘડી) ને આપણા જીવનની અંતિમ ઘડી તરીકે માંગવાની તાલીમ આપી છે. આજ કારણથી આપણા બુઝુર્ગો અને અલ્લાહના નેક બંદાઓ હંમેશાં એ બાબતની ફિકરમાં રહેતા કે મારી મૌત કઈ હાલતમાં આવશે. કુફ્ર, શિર્ક કે ગુનાહની હાલતમાં તો નહીં આવે ને ? તેની હંમેશા ફિકર કરતા હતા.

## શૈતાનની ચાલ :–

શૈતાન બહુ ચાલાક અને મહાન દુશ્મન છે તે પોતાની સાથે આપણને પણ જહન્નમમાં ઢસડી જવાની કોશીષમાં જ રહે છે.

તે વિવિધ પ્રકારના દાવ–પેચ અજમાવી લોકોને ગુમરાહ કરે છે. તેનું કામ દૃષ્ટ અને ગુનાહિત પ્રવૃત્તિઓને સુંદર સ્વરૂપ આપી આપણા દિમાગમાં ઉતારવાનું છે. તે આપણને એવો ધોકો આપે છે કે હજુ ઘણો સમય બાકી છે. પાછળથી ગુનાહોથી તૌબા અને માફી માંગી લઈશું તે આપણને જવાનીના નશામાં પરોવી મૌતથી ગાફીલ રાખે છે. અને તે રીતે આપણા દિલોમાં આખિરતની ફિકર પૈદા થવા દેતો નથી. કોઈ વ્યકિત મૌતને યાદ કરી ગંભીરતા પેદા કરવા ચાહે તો શૈતાન તેને રાહત–આરામ અને લઝઝતોમાં પરોવી દઈ તેને તેની મૌત ભુલાવી દે છે.

અંતે, શૈતાન જવાનોને એવી હાલતમાં મુકી દે છે કે તે માણસ કોઈ પણ વ્યકિતની વાત સ્વીકારવા તૈયાર થતો નથી. દોસ્તોની, મા–બાપની, વડીલોની, ઉલ્માએ કિરામની કે ધર્મગુરૂની વાતને ગંભીરતાથી સાંભળવા તૈયાર જ થતો નથી, કે જેથી તે પોતાના જીવનને સત્ય માર્ગ પર લાવવાનો નિર્ણય કરે, અને પોતાની મૌત અને કબરની ફિકરમાં લાગી જાય.

જવાનોને મૌત અને આખિરતની ફિકર અપાવનારા લોકો દુશ્મન જેવા લાગે છે. અને સમજે છે કે આ લોકો હંમેશા આપણી પાછળ લાગેલા જ રહે છે. હકીકતમાં તે જ લોકો તેના સાચા ખેર–ખ્વાહ છે જે તેને આખિરતની ફિકરમાં વ્યસ્ત કરવાની કોશીષમાં છે. પણ નહીં. શૈતાન તેમને ગફલતમાં જ રાખે છે. અને નેક ખેર–ખ્વાહ લોકો પ્રત્યે નફરત પેદા કરે છે અને જવાનીની મસ્તીમાં મસ્ત રાખે છે.

## કાતિલ ધૂન :

યુવાનોની ગફલત અને તેમની ધૂનને ખ્વાજા અઝીઝુલ હસન (રદિ.) એ નીચેની પંકિતમાં કંડારી છે.



ગાફિલ જુવાનો હંમેશા પોતાના દોસ્તોમાં અને પોતાના જમાનામાં સૌથી અજોડ અને નિરાલા બનવાની મસ્તીમાં હોય છે. તે ચાહે છે હું દરેક બાબતમાં સૌ લોકોથી નંબર વન રહું. દેખાવમાં, કપડાંમાં, બુટમાં, સવારી (કાર–સ્કુટર) માં, મોબાઈલ ફોનમાં, અદામાં, ચાલવાની અદામાં, બોલવામાં, વાળના કટીંગમાં અને દરેક વસ્તુમાં હું સૌથી નિરાલો અને નંબર–૧ પર રહું. ખ્વાજા અઝીઝુલ હસન (રદિ.) એક પંકિતમાં તેને ભાન અપાવે છે કે તું તારી મસ્તીમાં મદ–મસ્ત છે અને તને ખબર નથી કે તારી પણ એક દિવસે મૌત જરૂર આવવાની જ છે.

મૌત જરૂર આવનારી છે અને મૌત પછી કબર છે. આપણે બધા દરેક વસ્તુને છોડી કબરમાં ખાલી હાથે એકલા જ જવાના છીએ. શૈતાન દુનિયાની ચમક–દમકની તરફ આપણને આકર્ષે છે અને મૌત અને કબરનો ખ્યાલ આપણા દિમાગમાં આવવા દેતો નથી અને જો ખ્યાલ આવી જાય તો તેને હટાવે છે અને સમજાવે છે કે ''હા, મૌત તો જરૂર આવવાની જ છે. પણ યાદ રાખજે ! જવાનીની મજા લૂંટી લેજે, પછી મોકો (તક) ફરીથી નહીં મળે. ઘરડા (વૃધ્ધ) થયા પછી તૌબા કરી લેજે અને આખિરત–કબરની ફિકરમાં લાગી જજે. પછી તે ઉમરમાં તારે બીજું શું કામ હશે ? ઈબાદત જ કર્યા કરજે. તુ હજમાં જવાનો જ છે ને બૈતુલ્લાહ પર જઈને અલ્લાહથી તૌબા કરી લેજે. અલ્લાહ તને જરૂર માફ કરી દેશે.''

શૈતાન કદાપી આપણા દિલમાં એવો ખ્યાલ પેદા નથી કરતો કે આપણે શરીઅતના હુકમો પર અમલ ન કરવો. તે તો આવતી કાલે, આવતા મહિનાથી, આવતે વર્ષથી, હજ્જ કર્યા પછી તેમ કરી કરીને આપણને કબરમાં પહોંચાડી દે છે. અને પરીણામે અલ્લાહનો બંદો અલ્લાહની નાફરમાનીવાળી જીંદગી ગુજારીને દુનિયાથી ચાલ્યો જાય છે.

મૌત વખતે દુનિયાની કોઈ તાકત કે દોલત આપણને બચાવી શકતી નથી. મેં મારી સગી આંખે લોકોને મૌતના સમયે ખુબ જ તકલીફમાં જોયા છે. આંખોના ડોળા ફાટી ગયા હોય અને હાથ પછાડીને જાણે આસપાસના લોકોને બોલાવી રહયો હોય પણ તે બોલી શકતો નથી. મા–બાપ, ભાઈ–બહેન, બીવી–બચ્ચાં આસપાસ હોય છે, ડોકટર પણ પાસે હોય છે પરંતુ કોઈ પણ વ્યકિત તેને બચાવી શકતી નથી. ત્યાં સુધી કે મૌતનો શિકાર બની જાય છે. અલ્લાહ સુબ્હાનહુ વ તઆલા જેની પકડ કરે છે તેને કોઈ છોડાવી શકતું નથી.

## ઢીલ....પછી પકડ :

અમુક વાર અલ્લાહ સુબ્હાનહુ વ તઆલા ઢીલ આપે છે એનું કારણ એ છે કે આપણે અલ્લાહ તરફ રુજુઅ કરીએ, ગુનાહોથી તવબા કરી આખિરતની તૈયારીમાં લાગી જઈએ. તેના વિરૂધ્ધ અમુકવાર અલ્લાહુ સુબ્હાનહુ વ તઆલા કોઈ ગુનેહગારને એટલા માટે ઢીલ આપે છે કે તેની પકડ કરવા માટે વધુ માત્રામાં ગુનાહ ખોરીનો સબબ પેદા થઈ જાય. જયારે તેની ગુનાહખોરી હદ વટાવી દે ત્યારે અલ્લાહ તરફથી અચાનક સખ્ત પકડ કરી લેવામાં આવે છે. તેનું ઉદાહરણ એવું છે જેવું કે કોઈ શરાબનો વેપારી પોલીસની જાણમાં આવી જાય તો પોલીસ તેની એકદમ પકડ નથી કરતી. પરંતુ તેની ગતિ વિધીઓ ઉપર ચાંપતી નજર રાખે છે અને તેને ઢીલ આપે છે. જયારે તેના આધારભૂત પુરાવા પોલીસને પુરેપુરા મળી રહે છે પછી તેને અચાનક પકડ કરીને તેને મોટી સજા ફટકારવામાં આવે છે તેજ રીતે જયારે અલ્લાહ કોઈ વ્યકિતના કર્મોથી ગુસ્સે થાય છે તો તેની સીધેસીધી પકડ નથી ફરમાવતા પરંતુ તેને તક આપવામાં આવે છે. તે વ્યકિત સમજે છે કે આપણી



ઉપર તો માલિકની મહેરબાની થઈ રહી છે. કોઈ ચિંતા, ટેન્શન કે બીમારી જેવી વસ્તુ પણ તેને નથી લાગતી. પછી તે બેકાબુ થઈને લોકો ઉપર મા–બાપ, ભાઈ–બહેનો અને દરેક માણસ પર ઝુલ્મ–ત્રાસ ગુજારે છે અને છડે ચોક ગુનાહનાં કામ કરવા લાગે છે. પછી જયારે એકદમ અલ્લાહની પકડ આવે છે તો તેના માટે કોઈ છટકબારી રહેતી નથી.

## હજજાજનો અંત :

હજજાજ ઈબ્ને યુસુફે તેના જીવન દરમ્યાન લાખો લોકોને મોતના ઘાટ ઉતારી દીધા અને તેથી તેને ઉમ્મતનો ખૂનખાર માણસ કહેવામાં આવે છે. ઘણા અલ્લાહના નેક બંદાઓ પૈકી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના માનવંત સહાબી અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર (રદિ.) પણ તેના હાથે નાહક કત્લ કરવામાં આવેલા.

જયારે અલ્લાહે હજજાજની પકડ કરી તો તેને પેટમાં સખ્ત દુઃખાવો શરૂ થયો, અને સખ્ત ઠંડી લાગવાના કારણે આખું શરીર સતત ધ્રૂજવા લાગ્યું. તે આગ સળગાવીને તેની પાસે બેસી ગયો અને આગમાં કોલસા નાંખતો રહયો. પરંતુ તેને જરા પણ ઠંડી ઓછી થતી ન હતી. જેના લીધે તેણે અગ્નીની અંગારાઓમાં પોતાના હાથ નાંખી દીધા જેનાથી તેના હાથ બળી ગયા પરંતુ તેને ઠંડીથી જરાક પણ રાહત થતી ન હતી. એની બેચેની અને દુર્દશાનો વિચાર કરો : ઠંડીથી તેને કેટલી તકલીફ થતી હશે ? પછી હાથ બળી જવાથી તેને કેટલી પીંડા થઈ હશે અને પેટનો દુઃખાવો તો અસહય હતો આ રીતે રીબાઈને અલ્લાહે તેને મૌતના મુખમાં ધકેલી દીધો.

તે ગવર્નરના પદ ઉપર હતો તેની સારવાર માટે ઘણા બધા પ્રખ્યાત ડોકટરોને બોલાવી લેવાયા. એક અનુભવી ડોકટરે એક દોરી સાથે માસનો ટુકડો બાંધી તેના (હજજાજના) મુખ વાટે

પેટમાં દાખલ કર્યો. જયારે તેને પેટમાંથી બહાર ખેંચી કાઢયો તો તે માંસના ટુકડા સાથે મોટા–મોટા કૃમી (કીડા) ચોંટી ગયેલા હતા. બધા ડોકટરોએ ખુબ પ્રયત્નો કર્યા પણ કશું ન કરી શકયા. છેવટે કહેવા લાગ્યા કે આ તો અલ્લાહ સુબ્હાનહુ વ તઆલા નો અઝાબ (પકડ) છે. જે લા–ઈલાજ છે. અંતે હજજાજ પથારી પર લાંબો થઈ પડી રહયો અને બેચેનીથી કહેવા લાગ્યો.

'' મારો માલ મને કંઈ કામ ન લાગ્યો, મારી સત્તા મારા હાથમાંથી ચાલી ગઈ '' (અલ–કુર્આન : ૬૯:૨૮,૨૯)

આ તે જ ક્રુર શાસકની દશા છે જે પગ ઉપર પગ ચઢાવી અભિમાનથી ખુરશી પર બેસતો, ખુલ્લી તલવાર તેના ખોળામાં મુકેલી રહેતી અને કસમખાતો કે હું ત્યાં સુધી પાણીનું એક ટીપું નહીં પીવું અને એક કોળીયો પણ નહીં લઉં જયાં સુધી કે જે માણસની ધરપકરડ કરવાનું તે ધારતો તેને તેની સમક્ષ લાવીને ઉભો ન કરી દેવામાં આવે. આ રીતે તે સીપાહીઓને ચેતવણી આપતો કે જલ્દીથી માણસ પકડીને હાજર કરી દો જયાં સુધી કે તેની તરસ અને ભૂખ સિપાહીઓ ઉપર ગુસ્સો ઉતારવાની હદે ન પહોંચી જાય. આમ તે ખુબ જ ક્રુર (ધાતકી, ઝાલીમ) અને સખ્ત દિલ ગવર્નર હતો. પરંતુ મૌત સખ્તથી સખ્ત દિલને પણ મજબૂર બનાવી દે છે.

'' અજલને કૈસર હી છોડા ન દારા

ઉસીસે સીકન્દર સા ફાતેહ ભી હારા...

જયારે હજજાજને મૌતે પકડયો તો બેચેનીમાં તેનાથી કહેવાઈ ગયું કે મારી ધન–દોલતે મને કંઈ ફાયદો ન આપ્યો અને મારી સલ્તનતના દિવસો હવે પુરા થઈ ગયા. તેણે એક માણસને



મહાન તાબઈ હઝરત હસન બસરી (રહ.) પાસે દરખાસ્ત લઈને મોકલ્યો. હસન બસરી (રહ.) હંમેશા તેને સમજાવતા હતા. પરંતુ તે તાકત અને સલ્તનતના નશામાં આપની વાતની મશ્કરી કર્યા કરતો હતો. પરંતુ તે અસહય પીંડાથી મજબૂર થઈ ગયો અને દુઆ માટે માણસ મોકલી આપ્યો તે માણસ હઝરત હસનનો જવાબ લઈને હજજાજ પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે હઝરત ફરમાવે છે કે, '' હવે બાણમાંથી તીર છુટી ચુકયું છે. હવે કોઈનીયે દુઆ તને કામ નહીં આપે '' હજજાજે માણસને પાછો મોકલ્યો અને કહેવડાવ્યું કે '' હું સાજા થવાની દુઆ માટે નથી કહેતો, પણ હું તો મારી મોત માટે દુઆ કરાવવા માંગું છું. ''

## જવાબદારીથી જીવવું :

મુકલ્લ્લફ (જવાબદાર) વ્યકિત તરીકે આપણી એકે એક ક્ષણ નોંધવામાં આવે છે. કિયામતના દિવસે આપણી તમામ હરકતોની પૂછ કરવામાં આવશે. સૌથી પહેલી જવાબદારી આપણી પોતાની ઝાતની છે. આપણે વિચારવું જોઈએ કે જીવન કેવી રીતે જીવવું. અલ્લાહને કેવી રીતે રાજી કરવા, શું કરવું અને શું ન કરવુ ? આપણી જવાબદારી પુરી ન કરી શકવાની બાબતે આપણે અલ્લાહથી માફી અને તૌબા માંગવી જોઈએ. આપણાથી મા–બાપ, ભાઈ–બહેન કે અન્ય લોકો સાથે કંઈ પણ ખોટું થયું હોય તો તેમની માફી માંગી લેવી જોઈએ. અને આપણને જવાનીની અમૂલ્ય ભેટ બક્ષનાર ખુદા તઆલાને ખુશ કરવા માટેના કામ કરવાં જોઈએ.

જો આપણે યુવાનો સત્યદિલથી તૌબા કરી જીવનને સ્વચ્છ અને પવિત્ર બનાવીએ, હરામ કામોથી જેવા કે, ઝિના, બદકારી, શરાબ, જુગાર, ચોરી, લૂંટફાટ, લોકો ઉપર ઝુલ્મ કરવો,

મા–બાપને સતાવવા અને તમામ ગુનાહોથી પાક થઈ અલ્લાહની બંદગીમાં લાગી જઈએ તો અલ્લાહ સુબ્હાનહુ વ તઆલા હશ્રના મેદાનમાં (કિયામતમાં) આપણને અર્શની છાયામાં જગ્યા આપી આપણો ઈકરામ (સન્માન) કરશે.

" સાત પ્રકારના માણસો એવા છે જેમને અલ્લાહ તઆલા તે દિવસે તેના અર્શનો છાંયડો આપશે જે દિવસે તેના છાંયડા સિવાય બીજો કોઈ છાંયડો ન હશે.... જે પૈકી તે જવાન હશે જે અલ્લાહની ઈબાદતમાં ઉછર્યો હોય." (બુખારી શરીફ)

જવાનની આટલી બધી ઈઝઝત અને મરતબો એટલા માટે છે કે, જવાનીની ખ્વાહીશો, લઝઝતો અને મોજ મસ્તીઓને છોડીને ઈબાદાતમાં પોતાનો સમય વિતાવે છે. આ બહુ કઠીન બાબત છે કે ઈચ્છાઓને દબાવીને અલ્લાહની ઈબાદતમાં મશ્ગુલ થવું, ખુશનસીબ છે તે યુવાનો જે ચારે તરફ ગુનાહોના માહોલમાં રહેવા છતાં પોતાની પાક દામની અને પુનિયાતતાનું રક્ષણ કરે છે આવા યુવાન છોકરાઓ અને છોકરીઓ કેટલી ખુશ કિસ્મત છે ! આજના ખતરનાક યુગમાં જયારે ખ્વાહિશાતની બંદગી થાય છે તેવા જમાનામાં હરામથી પોતાની ઝાતને બચાવી અલ્લાહની ઈબાદત કરનારા યુવાનો કેટલા વખાણવા લાયક અને ઈઝઝતને લાયક છે ! મારું દિલ પુરા યકીન સાથે કહે છે કે આવા નેક યુવનોનો હશ્ર કિયામતના દિવસે યૂસુફ અલયહિસ્સલામની સાથે થશે. કારણકે યૂસુફ અલયહિસ્સલામ માટે ઝુલેખાના દાવપેચથી બચવા કરતાં આજના યુગમાં ગુનાહોથી બચવું વધારે મુશ્કેલ છે.

## જવાબદાર કેવી રીતે બનવું ?

જવાબદાર વ્યકિત બનાવા માટે આપણા જવાનોએ ઉલ્માએ કિરામ અને મશાઈખની સોહબતમાં રહેવું જોઈએ અને



પોતાની રૂહાની બીમારીઓનો ઈલાજ કરવો જાઈએ. ગુનાહો અને નાપાક હરકતોના ખ્યાલ દિમાગમાં આવતાંની સાથે જ તેનો ઈલાજ કરાવવો જોઈએ. જો તેને મોડું કરવામાં આવે તો બીમારી વધી જઈ ભયંકર સ્વરૂપ ધારણ કરી લેશે. કોઈ કામીલ શૈખ અને અલ્લાહના નેક બંદાની તલાશ કરી તેમની સામે બીમારીનું વિસ્તૃત વિવરણ કરી તેમની શિખામણો પર પાબંદીથી અમલ કરવામાં આવે તો અલ્લાહ સુબ્હાનહુ વ તઆલા દિલની તમામ બીમારીઓ અને બુરાઈઓને દૂર કરી દેશે.

બીજું કે, આપણે સારા અને પવિત્ર માહોલ (વાતાવરણ) માં રહેવું જોઈએ અને આપણી સોહબત પણ સારી હોવી જરૂરી છે. આપણે દીનના કામોમાં મશગુલ રહેવુ જોઈએ, ઉલ્માએ કિરામની વઅઝ અને તકરીરોમાં સામેલ થવું જોઈએ. આમ કરવાથી આપણને આખિરતની તરફ રગબત પેદા થશે અને આપણા ગુનાહો ઉપર પસ્તાવો અને અફસોસ થશે.

તેની સાથે સાથે સમયને બરબાદ કરવાથી અને ગુનાહના કામોમાં લાગવાથી આપણે બચવું ખુબ જ જરૂરી છે. ઘણીવાર એવું બને છે કે આપણે આપણા મિત્રની પાસે ફકત બેસવા માટે ગયા હોય, કોઈ ખરાબ ઈરાદો ન હોય. પરંતુ તે સમયે આપણો મિત્ર નાઈટ–કલબમાં (કે બીજા કોઈ મનોરંજનના કાર્યક્રમમાં) જવા માટે નિકળી રહયો હોય તો આપણે પણ વિના ઈરાદે તેની સાથે થઈ જઈએ છીએ અને આપણી આખિરતનું ખૂબ મોટું નુકશાન કરી બેસીએ છીએ. આ રીતે આપણા દીનનો સર્વનાશ થઈ જાય છે. દીન કંઈ ગુમાવવની ચીજ નથી પરંતુ તેનું રક્ષણ કરી તેમાં રોજ બરોજ પ્રગતિ કરવાની વસ્તુ છે.

## સાચું માન :

જો આપણે યુવાનીની તમામ તાકત અને સમજદારીથી

શયતાનને ઠુકરાવી અલ્લાહ સુબ્હાનહુ વ તઆલા ને રાજી કરવા માટેના કાર્યો કરીશું તો અલ્લાહ આપણને દુનિયાના જીવનમાં પણ ઈઝઝત અને બરકત અતા ફરમાવશે. પવિત્ર જીવન ગુજારનારા છોકરા છોકરીઓને સમાજમાં ખુબ જ માનની (ઈઝઝતની) નજરથી જોવામાં આવે છે અને તે પોતે પણ દિલમાં સુકુન અને સંતોષ અનુભવે છે. તેથી ઉલ્ટુ જે લોકો ખ્વાહીશોના બંદા બનીને જીવન ગુજારે છે તેઓ બહારથી ગમે તેટલા સુખી અને આરામમાં નજર આવતા હોય, પણ લોકોની નજરમાં તેઓ તુચ્છ લેખાય છે અને તે પોતે પણ દિલમાં ગુનાહોને ડંખતા અનુભવે છે. અને તેનું દિલ તેને કહે છે કે આ તારી મસ્તી એ ખોટી વસ્તુ છે.

તેવો યુવાન ગમે તેટલો અભિમાનથી ફરતો હોય અને પોતાની જાતને મહાન સમજતો હોય, પણ તેની પોતાની નઝરમાં તેનુ કંઈ પણ માન–ઈઝઝત હોતું નથી. કેટલું ખરાબ કહેવાય કે પોતાની નઝરમાં પણ પોતાની કોઈ ઈઝઝત ન હોય. આનાથી વધુ મોટી દુઃખની બાબત કઈ હોઈ શકે ?

જયારે અલ્લાહની મરજી મુજબ જીવન ગુજારવાવાળો યુવાન સુકુન, શાંતિ, સુખ અને પોતાના દિલમાં ઈઝઝત અને સંતોષ અનુભવે છે. કારણ કે તે પોતાના માલિકને ખુશ કરી રહયો છે. તેને એ બાબતની ખુશી હોય છે કે અલ્લાહ તઆલા તેનાથી મુહબ્બત કરે છે કારણ કે તેણે તેને ગુનાહોથી અને ખ્વાહીશોનું આંધળું અનુકરણ કરવાથી રોકી તેની ઈબાદતમાં મશ્ગૂલ કરી દીધો છે. તેના કુટુંબના અને સમગ્ર સમાજમા તમામ લોકો તેની ઈઝઝત કરે છે અને તેને આદર્શ નમૂનો માને છે.

અને જયારે તેની રૂહ (આત્મા) નો અલ્લાહના દરબારમાં યુવાનો સમય આવે છે ત્યારે ફરિશ્તાઓની એક જમાઅત તેને



ખુશખબરી અને મુબારકબાદી પાઠવવા માટે દોડી આવે છે. ફરીશ્તાઓ તેની રૂહને રેશમના કપડામાં વીંટાળી સોનાની પ્લેટમાં મુકી જન્નતમાં લઈ જાય છે. લોકો તેની પાછળ રડે છે અને તેના વખાણ કરે છે અને તેના વિલાપનું દુઃખ અનુભવે છે. તેણે ખાનગીમાં (છૂપી રીતે) કરેલા નેક અમલોની લોકો ચર્ચાઓ કરવા લાગે છે અને તેનાં વખાણ કરે છે. આસમાનમાં ફરિશ્તા તેના આગમનથી ખુશ થઈ જાય છે અને અલ્લાહુ સુબ્હાનહુ વ તઆલા પોતાના નેક બંદાને જન્નતુલ ફિરદૌસ (ઉચ્ચ કક્ષાની જન્નત) માં લઈ જવાનો હુકમ ફરમાવે છે.

## યુવાનીથી વૃધ્ધાવસ્થા સુધી :

અંતમાં, જે માણસ જવાનીની હિફાઝત (રક્ષા) કરે છે અને અલ્લાહની ઈબાદત કરતો રહે છે તેને વૃધ્ધાવસ્થામાં ઘણો ફાયદો થાય છે. જયારે તેની શારીરિક સ્થિતી કમજોર થઈ જવાથી યુવાનીની માફક અલ્લાહની ઈબાદત નથી કરી શકતો, તો અલ્લાહ તઆલા તેના માટે તેટલો જ સવાબ આપ્યે રાખે છે. અલ્લાહ ફરિશ્તાઓને ફરમાવે છે કે મારા બંદામાં તાકાત હોત તો હજુ પણ તેવી જ તે ઈબાદતમાં કોશિષ કરતે જેવી રીતે તે તેની જવાનીમાં કરતો રહયો મેં તેને વૃધ્ધ કરી દીધો જેથી તેવી જ રીતે ઈબાદત કરી શકતો નથી. જેથી અલ્લાહ ફરિશ્તાઓને તેટલો જ સવાબ લખવાનો હુકમ ફરમાવે છે જેટલી તે યુવાનીમાં ઈબાદત કરતો હતો.

## ખુલાસો :–

ઘણા બધા સહાબા જેવા કે, અનસ બિન માલિક અને આઈશહ (રદિ.) આપણી માફક યુવાન હતા જયારે કે તેમણે મહાન સિધ્ધિઓ પ્રાપ્ત કરી. તેઓ આપણા માટે આદર્શ નમૂનો

હોવા જોઈએ.

૧૫ વર્ષની ઉંમરેથી આપણને શરીઅતના તમામ અહકામ લાગુ પડે છે. જેથી આ ઉંમરેથી જ આપણે સભાન થઈ જવું જોઈએ. હવે દરેક ગુનાહની ફરીશ્તાઓ દ્વારા નોંધ કરવામાં આવશે. જેથી કિયામતના દિવસે પુછપરછ થશે.

આપણે જુવાન છીએ તેનો મતલબ એ નથી કે હજુ આપણી પાસે ઘણો સમય બાકી છે. શયતાન આપણને ધોકો આપ્યા રાખે છે. હકીકતમાં મૌત આચાનક આવી જાય છે. ગુનાખોરીની હાલતમાં આપણને મૌત પકડી લે તો કિયામતમાં આપણું શું બનશે. ?

સૌથી મહાન અને બિનહરીફ વ્યકિતત્વ મેળવવાની તમન્નાઓ શૈયતાનની ગંદી ચાલ છે. જેને કાદાપી મૌત નથી આવવાની તે વ્યકિત આવી તમન્નાઓમાં શકિત વેડફી શકે છે.

" કંઈ થતું નથી હાલમાં આપણને " તેનો અર્થ એ બિલ્કુલ નથી કે ગુનાહ અને અલ્લાહની નાફરમાની કર્યા જાવ, જયારે અલ્લાહનો અઝાબ એકદમ આવી પહોંચશે તો તે સમયે બિલ્કુલ છટકબારી મળશે નહીં.

યાદ રાખો.....શયતાન એવું કદાપી નહીં કહે કે તું નેક માણસ બનીશ નહીં તે તો એવું કહેશે કે, " હાલમાં નહીં, પછીથી. અત્યારે જરાક મજાઓ માણી લે. "

થોભી જાઓ ! અલ્લાહથી તવબા કરી લો અને હવે પછી ગુનાહોથી બચવાની પાકી નિય્યત કરી લો. શરૂઆતમાં થોડું કઠીન લાગશે. પછી અલ્લાહ તમને જમાવી દેશે અને કિયામતના મૈદાનમાં અર્શની છાયામાં જગ્યા આપશે.



જો તમને ગુનાહો અને ગંદા વિચારોથી બચવામાં રૂકાવટ થતી હોય તો કોઈ ભરોસાપાત્ર (કામિલ) શૈખની સોહબતને મજબૂતીથી પકડી લો અને તેમની સલાહ મુજબ કામ કર્યા કરો. સારાં દિની કામોમાં સમય ગુજારો અને નેક લોકો સાથે દોસ્તી રાખો. ગંદા લોકોથી દૂર રહો.

જો તમે અલ્લાહ તરફ રુજુઅ કરી લેશો તો તમારા દિલમાં સુકુન અને સંતોષનો તમને અનુભવ થશે. ગુનેગાર વ્યકિત પોતાનાથી જ નફરત કરે છે અને પોતાને નકામો માણસ સમજે છે.

જવાનીમાં નેકીના કામ કરી લો અને ઘડપણમાં તેનો મફતમાં સવાબ લો.

એક સોનેરી બોધને યાદ રાખો : " યુવાનીની તાકાત અને શકિતઓને અલ્લાહને ખુશ કરવામાં ખર્ચી નાંખો જેણે તમને યુવાનીની અમૂલ્ય દૌલત અર્પણ કરી છે. "

## રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ના તે સહાબા (રદિ.) જેમણે યુવાનીમાં મહાન સિધ્ધિઓ પ્રાપ્ત કરી

| નામ અને વફાતનું વર્ષ/ઉંમર | સિધ્ધિ |
|---|---|
| (૧) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) હિ. સ. ૯૧ ઉંમર ૧૦૦ વષ | ૧૦ થી ૨૦ વર્ષની ઉંમર સુધી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની ખિદમત કરી. વિપુલ ઈલ્મ હાસિલ કર્યું તેમણે ૨૨૮૬ હદીસો નકલ કરી છે. |

| નામ અને વફાતનું વર્ષ/ઉંમર | સિધ્ધિ |
|---|---|
| (૨) હઝરત આઈશહ (રદિ.)<br>હિ. સ. ૫૮<br>ઉંમર ૬૫ વર્ષ | રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની વફાતના સમયે તેમની ઉંમર ૧૮ વર્ષ હતી. ઈલ્મે દીનની બાબતમાં તેઓ ખુબ જ પંકાયેલા હતાં અને ઘણા સહાબા દીનની બાબતમાં તેમનાથી સલાહ લેતા. ૨૨૧૦ હદીસો રિવાયત કરી અને પ્રથમ ૬ રાવીમાં આપનો પણ ક્રમ છે. |
| (૩) હઝરત અલી (રદિ.)<br>હિ. સ. ૪૦ –<br>ઉંમર ૬૩ વર્ષ | ઈસ્લામ કબૂલ કરનાર પ્રથમ બાળક છે. હુઝૂરની વફાત વખતે ૩૩ વર્ષના હતા. ઈસ્લામની ખુબ જ ખિદમત કરી અને ઉમ્મતના ચોથા ખલીફા બન્યા. |
| (૪) હઝરત જાબીર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.)<br>હિ. સ. ૭૪–ઉંમર ૯૪ વર્ષ | મદીનામાં સૌથી છેલ્લી વફાત પામનાર સહાબી છે. હુઝૂરની વફાત વખતે ફકત ૩૦વર્ષના હતા. |
| (૫) હઝરત મુઆઝ ઈબ્ને જબલ (રદિ.)<br>હિ.સ. ૧૮ – ઉં. ૩૮ વર્ષ | ૧૫૪૦ હદીસો રિવાયત કરી છે. ૧૮ વર્ષની ઉંમરે અકબહનીબીજી બૈયઅતમાં ઈસ્લામ સ્વીકાર કર્યો ફિકહ ના પ્રખર આલીમ હતા. યમનવાસીઓની તઅલીમ અર્થે યમન મોકલવામાં આવ્યા હતા |
| (૬) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર<br>હિ.સ. ૭૩ – ઉં. ૮૪ વર્ષ | ૭ વર્ષની ઉંમરે ઈસ્લામ કબૂલ કર્યો. હુઝુરની વફાત વખતે ફકત ૨૧ વર્ષના હતા છતાં પણ ૨૬૩૦ હદીસો રિવાયત કરી છે. |



| નામ અને વફાતનું વર્ષ/ઉંમર | સિધ્ધિ |
|---|---|
| (૭) હઝરત અબુ હુરૈરહ (રદિ.)<br>હિ.સં. ૫૯ – ઉં. ૭૮ વર્ષ | ૨૬ વર્ષની ઉંમરે હિ. સ. ૭ માં ઈસ્લામ સ્વીકાર કર્યો. હુઝૂર (સલ.) ની સોહબતમાં ફકત ૩ વર્ષ રહેવા છતાં સૌથી વધુ ૫૩૭૬ હદીસો રિવાયત કરી છે. |
| (૮) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર ઈબ્નુલ આસ (રદિ.)<br>હિ.સ. ૬૩ – ઉં. ૭૨ વર્સ | હુઝૂરની વફાત વખતે ફકત ૨૦ વર્ષના હતા. જેમણે હુઝૂર પાસે થી હદીસો લખવાની પરવાનગી મેળવી હદીસો જમા કરી. અને હદીસની કિતાબનું નામ ‘‘ અસ્સહીફતુસ્સાદિકહ ’’ રાખ્યું. |
| (૯) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)<br>હિ. સ. ૬૮ – ઉં. ૮૧ વર્ષ | હુઝૂરની વફાત વખતે ફકત ૧૩ વર્ષના જ હતા. હૂઝૂરની ખિદમતમાં સમય પસાર કર્યો અને વિશાળ ઈલ્મે કુર્આન હાસિલ કરી ઈમામુલ મુફસ્સિરીન તરીકે પ્રખ્યાત થયા. |
| (૧૦) હઝરત ઉસામા ઈબ્ને ઝૈદ (રદિ.)<br>હિ. સ. ૫૪ – ઉં. ૬૨ વર્ષ | હિબ્બુર્રસુલ (હુઝૂર ના પ્યારા) તરીકે પ્રખ્યાત હતા. હુઝૂરની ખિદમત કરી અને મોટે ભાગે સફરમાં પણ સાથે જ રહેતા. હુઝૂરની વફાત વખતે ૧૮ વર્ષની ઉંમર હતી. |